સ્મૃતિ,–પર્સિપોલિસ અને મિસરની સંસ્કૃતિ જેમ તેના પિરંમિડ આદિ સ્થાયી પુરાવા હોવા છતાં કોઇ અજાણ્યાં અવ્યક્ત સત્વ તરીકે અશાસ્ત્રીય અનિર્ણયાત્મક તર્કપરમ્પરા અને અજાયબી જ ઉપજાવી શકે છે તેમ–લગભગ વ્યર્થ જાત, એમાં શક નથી. અને વળી એ પણ આપણે ખૂબ સમજવાનું છે કે **ગ્રીસ અને રોમની** સંસ્કૃતિનો જે વિશેષ લાભ આપણને મળ્યો છે તે ખ્રિસ્તી ધર્મ રૂપ પૂલે એ સંસ્કૃતિને આપણી સંસ્કૃતિને સાંધી આપી તેને લીધે છે, એટલું જ નહીં પણ, એ પૂલનું–એ ધર્મનું એ અંધકારના યુગ અને સૈકાઓમાં જે વિશિષ્ટ રૂપ પ્રવર્ત્યું તેને જ લીધે છે. એ અંધકારના યુગના ખ્રિસ્તીધર્મના સ્વરૂપમાં શુદ્ધ ધર્મના કરતાં વ-હેમના ટકા વિશેષ હતા એ કબૂલ. પરંતુ **ધર્મ અને વહેમ સત્ય અને અસત્ય શુદ્ધિ અને અશુદ્ધિનાં મિશ્રણ દ્વારા જનતાનો સમુત્કર્ષ પગલે પગલે સાધવો એ જ જગન્નિયન્તાનો આશય જણાય છે.** અને વળી એ અંધકારના યુગમાં વધારે વિશુદ્ધ રૂપનો ધર્મ એટલો સ્થાયી કે એટલો વિજયી ન થાત એટલે કે ખ્રિસ્તી ધર્મ આ અંધકારના સૈકાઓમાં તેની અશુદ્ધ–રાજસી તામસી–ઉપાધિઓને લીધે જ પ્રવર્ત્યો એ પણ સ્વીકારવું ઘટે છે.

૧૩૦ These are certainly—

ખ્રિસ્તી ધર્મની એ અશુદ્ધિઓનું વર્ણન કરીને આપણો કર્તા આગળ ચલાવે છે કે—બેશક, લોકોને અજ્ઞાન રાખવાની નીતિના બચાવ માટે આ કારણો પુરતાં ન ગણાય; અને "મધ્યકાલના" સૈકાઓમાં ધર્મને નામે અનેકાનેક ઢોગ ધતિંગ ચારે તરફ ફેલાયાં લોકોનાં અજ્ઞાનને લીધે જ. અને તોપણ આવી પરિસ્થિતિમાંથી જ પરિણામે ધર્મ અને વિદ્યાનો શુદ્ધ પુનરુદ્ધાર પ્રકટ થઇ શકયો.

૧૩૨ પંક્તિ ૧૦: **કેવળ ઈંગ્રેજી વિદ્યાનાં** એ વાક્યથી નવો પૅરેગ્રાફ શરૂ થયો ગણવો.

**૧૩૪ અંધકાર થયા વિના...રાજા સર ટી. માધવરાવઃ** આમણે કંઇ જ લખ્યું નથી એ વાત ખરી નથી; એ વડોદરાના

મુખ્ય દીવાન હતા તે વખતના એમના અહેવાલો અને ઉછરતા સયાજીરાવને એમણે આપેલા રાજ્યનીતિ શિક્ષણના વ્યાખ્યાનોનું પુસ્તક ખરેખર વધારે પ્રસિદ્ધ થવાં જોઇએ. આજ આટલે વર્ષેપણ એ બંનેમાં કેટલોક સ્થાયી બોધ સુંદર સુઘટિત રૂપમાં ગુંથેલો જોવામાં આવશે.

પંક્તિ ૧૯-૨૦: **એક બાલદૃષ્ટિ સાધવામાં.** મતલબ કે તેઓએ બી. એ. આદિ ઉપાધિઓ મેળવી છે ખરી પરંતુ 'બાલ દૃષ્ટા' પણ થયેલા જણાતા નથી! તેઓ-જુવો આગળ-પદવી બળે 'સાક્ષર' વર્ગમાં ગણાતા પણ ખરી રીતે 'અદૃષ્ટા' જ-આંધળા જ-છે; પશુ જ છે.

૧૩૫ **પ્રથમ વર્ગ:** જુવો પૃ. ૧૩૧ ના ચાર વર્ગ.

**૧૩૬ આપણા પ્રાચીન ગ્રન્થકારોના—**

અહીં કરેલી ટીકા અને અહીં આપેલી સલાહના વિસ્તાર માટે જુવો કર્તાનું ૧ લી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે ભાષણ.

૧૩૭ The troubadours chiefly—

ટ્રબડૂર કવિઓના વિષયમાં મુખ્યત્વે કરીને પ્રેમ અથવા દાક્ષિણ્ય અને અન્યોક્તિઓ હતાં; એમની અન્યોક્તિઓ લક્ષ્યવેધી અને જુસ્સાદાર હતી. એમની કૃતિઓમાં વીરકથાઓ કે શૃંગાર-કથાઓ કે કોઇ પણ જાતની કહાણીઓ જોવામાં આવતી નથી. એમની કૃતિઓમાં કલ્પના નામે જણાતી નથી. છેક અસંસ્કૃત જમાનાઓમાં પણ પ્રતિભાસમ્પન્ન કવિઓની કૃતિઓમાં રસો અને વિગતોથી ભરચક વાસ્તવિક વર્ણન જુસ્સાદાર હોય છે, તે પણ આ કૃતિઓમાં શોધ્યું જડતું નથી. લાગણીઓના લલિત લલકાર જ એમનો વ્હાલો વિષય છે, અને તેમાં પણ એઓનું શબ્દ-સામર્થ્ય મોળું પડે છે, એટલે સ્થાયી રસ ઉત્પન્ન કરે એવું એમના લખાણમાં થોડું જ દેખાય છે. બેશક,' એમની કવિતા સંગીત પ્રધાન હતી, અને ગદ્ય તરજુમાઓમાં સંગીતની ખુબી આવી જ

ન શકે, એટલે એવા તરજુમા ઉપરથી એમની કૃતિઓની તુલના કરવામાં એમને અન્યાય થાય એ દેખીતું છે. અલંકાર રસ કે અર્થચમત્કૃતિ કે વિચારગામ્ભીર્યના કોઇ પણ પ્રકારને બદલે જે કૃતિઓની વિશેષતા સ્વરચમત્કૃતિ અને શબ્દલાલિત્યમાં જ મુખ્યત્વે હોય, તેમના તરજુમામાં તેમની એ ખાસિયતો ઉતરવી લગભગ અશક્ય છે. તેમની ભાષા માધુર્ય અને પ્રસાદવાળી હતી, અને તેઓએ અનેક અવનવી છન્દચમત્કૃતિઓ યોજી અને લોકપ્રિય બનાવી. એમની અનુપ્રાસોની નવીનવી ગોઠવણો પણ પછીના જમાનાઓનો મૂલ્યવાન વારસો બની. એ એમની રચનાઓ જ્યાં લગણ અવનવી લાગ્યા કરી ત્યાં લગણ મોહક અને આનંદદાયક લાગે એ પણ કુદરતી છે. એમની તાત્કાલિક લોકપ્રિયતાનો ખુલાસો આ એમની કૃતિઓનાં લક્ષણોમાં છે. અને હવે આપણને એ સર્વ કૃતિઓ છેક નીરસ અને અર્થહીન ભલે લાગો, પરંતુ એ કૃતિઓ લાંબા વખત સુધી લોકપ્રિય રહી હતી, અને લાંબા વખત સુધી કવિતાને નામે એમનાં અનુકરણ થયા કર્યાં હતાં, એ નિર્વિવાદ છે.

૧૪૨ Besides these romances—

'શિવલ્રિ'નાં આ કથાનકો ઉપરાંત ટ્રૂબ્યરોની કૃતિઓમાં કિસ્સાઓ અને હાસ્યાત્મક ટુચકાઓ રૂપે અસરકારક વર્ણનોનો પ્રકાશ હતો, જેનો લાભ આગળ જતાં બોર્કુચિયો અને લા ફૉન્ટેન જેવા પ્રતિભાવાન લેખકોએ લીધો. આ ટ્રૂબ્યરોની કૃતિઓની બીજી વિશેષતા એ છે કે એ કૃતિઓને અર્વાચીન ભાષા આદિનો વેશ સજાવતાં તે ઉલટી વધારે ખીલી આવે છે. તેમની પદ્યરચના બેશક તેમના કાલના અમીરવર્ગના તેમ સામાન્ય વર્ગના શ્રોતાઓને કર્ણપ્રિય થયેલી હશે, જો કે તેમાં ગદ્ય જેવા અને મંદગતિના લાંબા કટકાઓ વારંવાર આવે છે. અને અગર જો કે તેમાં વચ્ચેવચ્ચે દીપી ઉઠે એવાં સરલ અને સચોટ કટાક્ષો આવ્યા કરે છે, તોપણ એકંદરે એ કૃતિઓ કવિતા તરીકે ઉતરતી

અને માત્ર આખ્યાનો–પદ્યમય વાર્તાઓ–તરીકે જ ચલાવી લેવાય એવી ગણવી પડે એવી જણાય છે.

૧૪૩ From the struggles—

ઇટલીની પ્રજાસત્તાક નગરીઓના (હોલિ રોમન-) શહેનશાહો સામેના વિગ્રહો અને એ નગરીઓમાંના આંતર કલહોનો ઇતિહાસ જોતાં આપણે એવું અનુમાન કરિયે કે ત્યાંના કવિઓ પોતાની માતૃભાષામાં આ વિષયો ઉપરથી વિજયનાં અને શત્રુપક્ષને પ્રજાળે એવાં કટાક્ષનાં કાવ્યો રચશે. પરંતુ આવું એક પણ કાવ્ય રચાયું નહીં એ વિચિત્ર છે. એથી ઉલટું એ સ્થલોના કવિઓ ટૂણકૂરો જ બન્યા અને એમના વિષયોના અનુકરણોમાં જ પોતાની સર્વ શક્તિઓ તેમણે ડુબાવી.

**૧૪૪-૫ ભાષાન્તર કસોટીઃ...પુનર્જન્મ જડ (માત્ર શબ્દચમત્કૃતિ રૂપ કે સંગીત રૂપ) વસ્તુનો થતો નથી.**

આ કસોટી અમુક હદમાં જ ઉપયોગી છે. બંકિમચંદ્રની નવલકથાઓના ઇંગ્રેજી તરજુમા પ્રકટ કરવા કોઇ મિત્રે ઇચ્છા કરી ત્યારે કર્તાએ પોતે તેને વાર્યાં હતો, એ કારણ આપીને કે "મ્હારી વાર્તાઓમાં એક ઉપર બીજી પત્ની કરવાની વગેરે હકીકતો આવે છે, જે હિંદુ સંસારથી અત્યંત ભિન્ન એવા ઇંગ્લિશ સંસારના વાતાવરણમાં ઉછરેલા વાંચનારાઓને અત્યંત રસક્ષતિ કરનારી લાગ્યા વગર નહીં રહે, માટે એ કરવા જેવું નથી." વેદાન્તનું કે હેગલ જેવાની ફિલસુફીનું વિચારતન્ત્ર આખું ને આખું અન્ય રૂપ પામે તો જ તે અન્ય રૂપ તેનું યોગ્ય પ્રતિબિમ્બ ગણાય, અને એવું પ્રતિબિમ્બ ઉપજાવવા જતાં એના મૂલ દૃષ્ટાન્તો ખંડનમંડન આદિ ઘણે ભાગે એમને એમ જ ઉતારવાં પડે છે. કાબરાજી આદિ પારસી લેખકોએ અનેકાનેક ઇંગ્રેજી નવલકથાઓ અને નાટકોના પારસી સંસારને બંધ બેસતા અનુવાદ ઉપજાવવા પ્રયાસ કરેલા છે, પરંતુ તેમાં જેન ઑસ્ટિન, થેકરે, આદિ પ્રથમ પંક્તિના નવલકારોની કૃતિઓના અનુવાદ તેઓ કરી શકેલા નથી. માટે ભા-

પાન્તર સહન કરી શકે તે જ ખરેખરૂં સાહિત્ય, અને ભાષાન્તરથી અસદ્‌ગતિ જ પામે તે જ ઉત્કૃષ્ટ સાહિત્ય, એ બંને પરસ્પર વિરુદ્ધ નિયમો પોતપોતાની મર્યાદામાં ખરા છે, એવું મિશ્રકથન જ સંપૂર્ણ સત્ય તરીકે સ્વીકારવું પડે છે. પ્લૂટાર્ક કે જાતકમાલાની સર્વતોભદ્ર વ્યવહારનીતિ દરેક ખેડાયેલી ભાષામાં ઉતરે છે, ત્યારે હોમર કે મિલ્ટનના કાવ્યનો સાગરોપમ નિનાદ મૂલ ભાષામાં જ શાશ્વત ગાજે છે.

૧૪૫ પંક્તિ ૨૦: **ભયસ્થાનમાંથી તેને** છે ત્યાં ‘ભયસ્થાનમાંથી તેને બચાવવાને માટે તેને’ એ પ્રમાણે હોય તો વધારે સ્પષ્ટતા આવે.

૧૫૩ अध्येतृवर्ग—

આખો વર્ગ મોટેથી ભણે છે; એ વર્ગમાંના શિષ્યોમાં પોતાનો પુત્ર છે અને બીજાઓ સાથે એ પણ મોટેથી ભણે છે; પણ પિતા આખા વર્ગનો એકઠો અવાજ સાંભળે છે; પોતાના પુત્રનો અવાજ જુદો તેનાથી પરખાતો નથી; તે પ્રમાણે પ્રાણી માત્ર મર્ત્ય છે એ વ્યાપ્તિમાં જ લૉર્ડ કેર્ઝન મર્ત્ય છે એ આવી ગયું; પણ લૉર્ડ કેર્ઝન પણ પ્રાણી છે એવું ભાન સ્પષ્ટ રીતે સ્ફુરે નહીં ત્યાં સુધી એ પણ મર્ત્ય છે એ ભાન પણ સ્પષ્ટ રીતે ન સ્ફુરે. કર્તાએ આ ખંડ અહીં જુદી રીતે ઘટાવી લીધો છે તે પણ યોગ્ય છે. લૉર્ડ કેર્ઝન પણ પ્રાણી છે એ ભાન થતાં સુધી એ મર્ત્ય છે એવું ભાન સ્ફુરતું નથી એ ઉક્તિમાં અને લૉર્ડ કેર્ઝન પણ પ્રાણી છે એ ભાન થયા પછી જ એ મર્ત્ય છે એવું ભાન સ્ફુરે છે એ ઉક્તિમાં ફેર નથી: પુત્ર વર્ગમાં છે માટે એનો અવાજ આ એકઠા અવાજમાં હોવો જોઇયે એમ કરીને પિતા એકઠો અવાજ વધારે ધ્યાનથી સાંભળે છે તો તેમાં તેને પુત્રનો અવાજ પરખાય પણ છે.

૧૫૪ तर्काप्रतिष्ठानात्—

તર્ક નિશ્ચલ ન હોવાથી બીજી પણ કોઇ રીતે અનુમાન કરિયે તે પણ–અનુમાન માત્ર, તર્કપરસ્પરા માત્ર–તર્કની અનિશ્ચલતા રૂપ

દોષવાળાં ગણવાં જ પડશે; માટે સ્વીકારવું જ પડે છે કે નિશ્ચલ એવા જ્ઞાનની ઉપલબ્ધિ માટે તર્ક એકલો પુરતો નથી; જ્ઞાન માત્રના અવિચલ પાયા માટે અશ્રદ્ધાને લેશ પણ અવકાશ ન હોય એવા આપ્તવાક્ય-વાક્યોથી આરમ્ભ કર્યા વગર છુટકો જ નથી. (ब्रह्मसूत्र-२:१:११)

તર્કની અનિશ્ચલતા ઉપરથી કોઇ અજ્ઞેયવાદ (philosophy ending in the unknowable) કોઇ નાસ્તિકવાદ અને કોઇ ઉપર પ્રમાણે શ્રદ્ધાવાદમાં જાય છે, એ ખ્રિસ્તી દેશોમાંના ફિલસુફીના ઇતિહાસમાં અનેક વાર જોવામાં આવ્યું છે. બટલરના probability in the guide of life; સુનિશ્ચિત સત્ય અગમ્ય છે, જીવનના આચાર માત્રની ઇમારત સંભાવ્યતાના પાયા ઉપર જ રચવાની છે-એ સૂત્ર ઉપરથી જેમ્સ મિલ જેવા નાસ્તિક થયા તો કેબલ અને ન્યૂમન જેવા વધારે શ્રદ્ધાળુ બન્યા એ ઇતિહાસ તાજો હતો, ત્યારે આપણી શારદાપીઠના ઉત્તમ વિદ્યાર્થીઓનું તે એક પ્રિય મનનસ્થાન હતો. આ જમાનો ૧૮૯૦-૯૫ સુધી ચાલ્યો.

૧૫૫ संख्यातु—

'પ્રાતર્' 'સાય' આદિ શબ્દ 'આજ' પ્રાતઃકાલે કે 'કાલ' સાંજે કે એવો કોઇ વિશેષ નિર્દેશ સાથે ન જોડિયે કે સમજી લઇયે ત્યાંસુધી અસ્પષ્ટ રહે છે, ખોખાં કે બીબાં જેવા જ રહે છે; તેમ 'પાંચ' 'સાત' આદિ સંખ્યાનું પણ સમજવું પાંચ 'પાંડવ', સાત 'સુંઠ' આદિ મૂર્ત્ત વિષય સાથે જોડિયે ત્યારે જ સંખ્યાવાચક શબ્દ પૂરો પ્રકાશ આપે છે.

૧૫૬ **ઊર્ણનાભિની જાળ.** यथोर्णनाभिः सृजते गृह्णते च (मुण्डकोप०) કરોળિયો સૃષ્ટિ પોતામાંથી જ સર્જે છે અને પાછો પોતામાં જ લીન કરે છે. અહીં પૂર્વાર્ધની-સૃષ્ટિ ખડી કરવાની બીજા કશા જ સાધન વગર ઉભી કરવાની-વાત છે.

૧૫૬ પંક્તિ ૧૪: **લક્ષણસંસ્કારક લક્ષણદ્રષ્ટા** છે તે લક્ષ્યસંસ્કારક લક્ષણદ્રષ્ટા જોઇએ. જુવો એ વાક્યમાં જ આગળ **અલક્ષ્યસંસ્કારક.**

The opposition—

સ્વયમ્ભૂ ત્રિકાલસિદ્ધ ભાવો અને નાશવન્ત મૂર્ત વસ્તુએ' વચ્ચેનો વિરોધ ભૂમિતિની આકૃતિઓ દ્વારા બહુ જ સરલતાથી અવગમાય છે (comprehended); અને **ભાવો-ભાવનાઓ** (Ideas-Ideals)ની સત્તા (existence)ના વાદ (doctrine)નો એ વિરોધ પાયો છે, તથા **ભાવો-ભાવનાઓ**ની સત્તા **પ્લેટો**ની ફિલસુફીનું કેન્દ્રસ્થાન છે, બલ્કે એની ફિલસુફીમાં અમૂર્ત સિદ્ધાન્ત એ એક જ છે; એટલે એ સિદ્ધાન્તના પ્રતિપાદનમાં એણે ભૂમિતિથી આરમ્ભ કર્યો. આપણને કહેવામાં આવે છે કે પોતાની ફિલસુફીના અભ્યાસનો શિષ્ય આરમ્ભ કરે તે પ્હેલાં **પ્લેટો** તેને તૈયારી દાખલ ભૂમિતિનો પરિચય કરાવતો અને આજ સુધી વ્યવહારમાં જે એની બુદ્ધિને મૂર્ત્ત વસ્તુઓનો જ પરિચય હતો તેને બદલે આ પ્રમાણે તેને અમૂર્ત ભાવોના વિષયમાં પ્રવેશ કરાવતો. ફિલસુફીને માટે ભૂમિતિની ઉપયોગિતાનું સ્વરૂપ આવું છે. એટલે ભૂમિતિનો આથી વધારે કે જુદી જાતનો ઉપયોગ કંઇ નથી. ભૂમિતિ જેનો વિભાગ છે તે આખી ગણિતવિદ્યાને માટે પણ આ લક્ષમાં રાખવાનું છે. ગણિત શાસ્ત્રો પોતે બુદ્ધિને પોષણસામગ્રીથી ભરતાં નથી, બુદ્ધિની સામાન્ય સંસ્કૃતિ કે વિવૃદ્ધિને પોષતાં નથી. જે બુદ્ધિઓ અતિચંચળ અસ્થિર હોય છે તેને એકાગ્ર કરવામાં ગણિતશાસ્ત્રો ઉપયોગી છે ખરાં; પરંતુ આ ઉપરાંત એમનો પ્રત્યક્ષ કે પરોક્ષ ઉપયોગ ઉપર જણાવ્યો તેટલો જ છે. ડેકાર્ટ જેવા વિખ્યાત ગણિતશાસ્ત્રીનું પણ ગણિતની ઉપયોગિતા વિશે આથી ઉચું મત નથી

૧૫૯ પંક્તિ ૪: **શકે છે** છે ત્યાં 'શકાય છે' જોઇયે.

**૧૬૦ માત્ર સ્મરણમાં—**

ઉતાવળથી વાક્ય કથળ્યું છે. 'અમસ્તો વિકાસ કે વ્યાયામ'

'મલ્લ લોકોના વ્યાયામ કરતાં કોઇ પણ રીતે જુદો કે વધારે ફળદાયી નથી' એમ જોઇયે; અથવા તો 'લાક્ષણિક દૃષ્ટિના અમસ્તા વિકાસ કે વ્યાયામમાં' 'મલ્લ લોકોના વ્યાયામ કરતાં કોઇ પણ રીતે વધારે ફળ કે ફેર નથી' એમ જોઇયે; બંને રીતે 'આ વિકાસમાં કે વ્યાયામમાં' એ પુનરુક્ત અંશ ત્યજી શકાય છે.

૧૬૧ Wisdom and genius

ડાહપણ અને પ્રતિભા, આ બે માનવ જ્ઞાનગિરિનાં શિખરો,—નો પાયો અમૂર્ત્ત અનુમિતિપ્રવૃત્તિ નથી પણ પ્રત્યક્ષાનુભવની સંસ્કરણપ્રવૃત્તિ છે. ડાહપણ એ એક ઉચ્ચ કોટિની દૃષ્ટિ છે, તર્કપરમ્પરાફલ નથી. પોતાના કે બીજાના તર્ક કે શોધથી મળેલા સિદ્ધાન્તો અને વિચારો સ્મૃતિમાં ભર્યા હોય તે ડાહપણ નથી—વિદ્યાભાર તે ડાહપણ નથી; આખી સૃષ્ટિને બુદ્ધિ અમુક વિશિષ્ટ દૃષ્ટિએ જુવે છે અને સંસ્કારે છે તે એ શક્તિ છે. આ દૃષ્ટિ દૃષ્ટ વિષયમાં એટલી તો વ્યાવૃત્તિ ઉપજાવે છે કે મૂર્ખ અને ડાહ્યા માણસની સૃષ્ટિઓને બે એક બીજાથી છેક જ જુદી જુદી વસ્તુઓ ગણવી પડે છે બુદ્ધિહીન અને પ્રતિભાસમ્પન્ન માણસની સૃષ્ટિઓ પણ બે અત્યન્ત જુદીજુદી સૃષ્ટિઓ છે. પ્રતિભાની કૃતિઓ બીજા સર્વની કૃતિઓ કરતાં અમાપ પ્રશસ્ત હોય છે, તેનું કારણ કેવળ આ છે, કે પ્રતિભા જે સૃષ્ટિને જુવે છે અને જેના વિશે પોતે ઉચ્ચાર કરે છે, તે સૃષ્ટિમાં બીજાઓ જુવે છે તે જ પદાર્થો આદિ હોય છે એ ખરું, તથાપિ બીજાઓ એ પદાર્થોને એક ચીનાઇ ચિત્ર જેવા ગમે તેમ ખીચડામાં પડેલા જુવે છે, ત્યારે પ્રતિભા એ જ વસ્તુઓને કોઇ સર્વાંગસુંદર ચિત્રમાં ગોઠવાયેલી હોય એ પ્રમાણે તેમના અન્યોન્ય બાહ્યાન્તર સમ્બન્ધોને સુસ્પષ્ટ ગ્રહણ કરીને જુવે છે. સ્થૂલ ઇંદ્રિયવિષયો દરેક બુદ્ધિ આગળ એ ને એ પડેલા છે; પણ બુદ્ધિબુદ્ધિમાં અનેકાનેક કોટિ છે, અને દરેક કોટિની બુદ્ધિ ઇન્દ્રિયવિષયોને અમુક પ્રકારે જ અમુક રૂપમાં જ અમુક સમ્બન્ધોમાં જ જોઇ શકે છે. અર્થાત્ આ ભેદો સર્વ કૃતિઓનું મૂલ જે દૃષ્ટિ તેમાં છે, તેમાંથી કૃતિભેદ રૂપે અવતરે છે, એ ભેદો અમૂર્ત્ત તર્કસૃષ્ટિના નથી.

૧૫૬ પંક્તિ ૧૪: **લક્ષણસંસ્કારક લક્ષણદૃષ્ટા** છે તે લક્ષ્યસંસ્કારક લક્ષણદૃષ્ટા જોઇએ. જુવો એ વાક્યમાં જ આગળ **અલક્ષ્યસંસ્કારક.**

'The opposition—

સ્વયમ્ભૂ ત્રિકાલસિદ્ધ ભાવો અને નાશવન્ત મૂર્ત વસ્તુએ' વચ્ચેનો વિરોધ ભૂમિતિની આકૃતિઓ દ્વારા બહુ જ સરલતાથી અવગમાય છે (comprehended); અને **ભાવો-ભાવનાઓ** (Ideas-Ideals)ની સત્તા (existence)ના વાદ (doctrine)નો એ વિરોધ પાયો છે, તથા **ભાવો-ભાવનાઓ**ની સત્તા **પ્લેટો**ની ફિલસુફીનું કેન્દ્રસ્થાન છે, બલ્કે એની ફિલસુફીમાં અમૂર્ત સિદ્ધાન્ત એ એક જ છે; એટલે એ સિદ્ધાન્તના પ્રતિપાદનમાં એણે ભૂમિતિથી આરમ્ભ કર્યો. આપણને કહેવામાં આવે છે કે પોતાની ફિલસુફીના અભ્યાસનો શિષ્ય આરમ્ભ કરે તે પ્હેલાં **પ્લેટો** તેને તૈયારી દાખલ ભૂમિતિનો પરિચય કરાવતો અને આજ સુધી વ્યવહારમાં જે એની બુદ્ધિને મૂર્ત્ત વસ્તુઓનો જ પરિચય હતો તેને બદલે આ પ્રમાણે તેને અમૂર્ત ભાવોના વિષયમાં પ્રવેશ કરાવતો. ફિલસુફીને માટે ભૂમિતિની ઉપયોગિતાનું સ્વરૂપ આવું છે. એટલે ભૂમિતિનો આથી વધારે કે જુદી જાતનો ઉપયોગ ઇષ્ટ નથી. ભૂમિતિ જેનો વિભાગ છે તે આખી ગણિતવિદ્યાને માટે પણ આ લક્ષમાં રાખવાનું છે. ગણિત શાસ્ત્રો પોતે બુદ્ધિને પોષણસામગ્રીથી ભરતાં નથી, બુદ્ધિની સામાન્ય સંસ્કૃતિ કે વિવૃદ્ધિને પોષતાં નથી. જે બુદ્ધિઓ અતિચંચળ અસ્થિર હોય છે તેને એકાગ્ર કરવામાં ગણિતશાસ્ત્રો ઉપયોગી છે ખરાં; પરંતુ આ ઉપરાંત એમનો પ્રત્યક્ષ કે પરોક્ષ ઉપયોગ ઉપર જણાવ્યો તેટલો જ છે. ડેકાર્ટ જેવા વિખ્યાત ગણિતશાસ્ત્રીનું પણ ગણિતની ઉપયોગિતા વિશે આથી ઉચું મત નથી

૧૫૯ પંક્તિ ૪: **શકે છે** છે ત્યાં 'શકાય છે' જોઇયે.

**૧૬૦ માત્ર સ્મરણમાં—**

ઉતાવળથી વાક્ય કથળ્યું છે. 'અમસ્તો વિકાસ કે વ્યાયામ'

'મલ્લ લોકોના વ્યાયામ કરતાં કોઇ પણ રીતે જુદો કે વધારે ફળદાયી નથી' એમ જોઇયે; અથવા તો 'લાક્ષણિક દૃષ્ટિના અમસ્તા વિકાસ કે વ્યાયામમાં' 'મલ્લ લોકોના વ્યાયામ કરતાં કોઇ પણ રીતે વધારે ફળ કે ફેર નથી' એમ જોઇયે; બંને રીતે 'આ વિકાસમાં કે વ્યાયામમાં' એ પુનરુક્ત અંશ ત્યજી શકાય છે.

૧૬૧ Wisdom and genius

ડાહપણ અને પ્રતિભા, આ બે માનવ જ્ઞાનગિરિનાં શિખરો, નો પાયો અમૂર્ત્ત અનુમિતિપ્રવૃત્તિ નથી પણ પ્રત્યક્ષાનુભવની સંસ્કરણપ્રવૃત્તિ છે. ડાહપણ એ એક ઉચ્ચ કોટિની દૃષ્ટિ છે, તર્કપરમ્પરાફલ નથી. પોતાના કે બીજાના તર્ક કે શોધથી મળેલા સિદ્ધાન્તો અને વિચારો સ્મૃતિમાં ભર્યા હોય તે ડાહપણ નથી—વિદ્યાભાર તે ડાહપણ નથી; આખી સૃષ્ટિને બુદ્ધિ અમુક વિશિષ્ટ દૃષ્ટિએ જુવે છે અને સંસ્કારે છે તે એ શક્તિ છે. આ દૃષ્ટિ દષ્ટ વિષયમાં એટલી તો વ્યાવૃત્તિ ઉપજાવે છે કે મૂર્ખ અને ડાહ્યા માણસની સૃષ્ટિઓને બે એક બીજાથી છેક જ જુદી જુદી વસ્તુઓ ગણવી પડે છે. બુદ્ધિહીન અને પ્રતિભાસમ્પન્ન માણસની સૃષ્ટિઓ પણ બે અત્યન્ત જુદીજુદી સૃષ્ટિઓ છે. પ્રતિભાની કૃતિઓ બીજા સર્વની કૃતિઓ કરતાં અમાપ પ્રશસ્ત હોય છે, તેનું કારણ કેવળ આ છે, કે પ્રતિભા જે સૃષ્ટિને જુવે છે અને જેના વિશે પોતે ઉચ્ચાર કરે છે, તે સૃષ્ટિમાં બીજાઓ જુવે છે તે જ પદાર્થો આદિ હોય છે એ ખરું, તથાપિ બીજાઓ એ પદાર્થોને એક ચીનાઇ ચિત્ર જેવા ગમે તેમ ખીચડામાં પડેલા જુવે છે, ત્યારે પ્રતિભા એ જ વસ્તુઓને કોઇ સર્વાંગસુંદર ચિત્રમાં ગોઠવાયેલી હોય એ પ્રમાણે તેમના અન્યોન્ય બાહ્યાન્તર સમ્બન્ધોને સુસ્પષ્ટ ગ્રહણ કરીને જુવે છે. સ્થૂલ ઇંદ્રિયવિષયો દરેક બુદ્ધિ આગળ એ ને એ પડેલા છે; પણ બુદ્ધિબુદ્ધિમાં અનેકાનેક કોટિ છે, અને દરેક કોટિની બુદ્ધિ ઇંદ્રિયવિષયોને અમુક પ્રકારે જ અમુક રૂપમાં જ અમુક સમ્બન્ધોમાં જ જોઇ શકે છે. અર્થાત્ આ ભેદો સર્વ કૃતિઓનું મૂલ જે દૃષ્ટિ તેમાં છે, તેમાંથી કૃતિભેદ રૂપે અવતરે છે, એ ભેદો અમૂર્ત્ત તર્કસૃષ્ટિના નથી.

૧૬૪ પંક્તિ ૧૬: **તેમની પાસે**, તેની પાસે, મનુષ્યની પાસે આ વાક્યમાં વિરામચિહ્નો ઉમેરી લેવાં; રચના ચોકખી નથી પણ અર્થ સ્પષ્ટ છે.

૧૬૫ अन्याजग—જુવો ઉપર પૃ. ૩૭ ઉપરનું ટિપ્પણ.

૧૬૬ The two kinds—

આ બે જાતના 'બોધ'નો અન્યોન્ય સમ્બન્ધ ચલણી નોટ અને નગદ નાણા વચ્ચેના સમ્બન્ધ જેવો છે. ઘણા પ્રસંગો સ્થલો અને સમયોમાં ચલણી નોટ વધારે સારી પડે છે, તેમ ઘણા પ્રસંગો સ્થલો અને સમયોમાં 'લક્ષ્યસંનિકર્ષજન્ય બોધ'ના કરતાં 'વાક્યબોધ' વધારે ઉપયોગી લાગે છે. દાખલા તરીકે, જો આપણી કોઇ પ્રવૃત્તિ વાક્યબોધ જેવા અમૂર્ત્ત તત્ત્વમાંથી પેદા થઇ હોય છે, તો એ અમૂર્ત્તતત્ત્વ પોતે અવિચલ એકરૂપ જ હોવાથી આપણે એને પૂરેપૂરા વળગિયે કે આપણી પ્રવૃત્તિમાં પણ સમ્પૂર્ણ એકરૂપતા અને દૃઢતા ઉતરી આવે છે.

૧૬૭ To him who—

જે ડાહપણની દૃષ્ટિ–પ્રજ્ઞાનેત્ર–પ્રાપ્ત કરવાના હેતુથી વિદ્યા ભણે છે, તે પુસ્તકો અને વિદ્યાઓને પગથિયે પગથિયે જ્ઞાનના શિખર તરફ ચ્હડતો જાય છે. એક પગથિયું ચ્હડયો કે તેને પાછળ મુકી તે ઉપલે પગથિયે ચ્હડવા મથે છે. પરંતુ વિદ્યાનું સેવન કરનારા સામાન્ય માણસો સ્મૃતિમાં પુષ્કળ સમૃદ્ધિ ભરવા માટે જ મથે છે. તેઓને પગથિયાંઓ ઉપર ચ્હડવાનાં સાધન બનતાં નથી કેમ કે દરેક પગથિયું છુટું પાડીને તેઓ પોતાનું કરવા મથે છે, તેનો ભાર પોતાના મસ્તક ઉપર લાદે છે, અને આવો ભાર વધતો જાય છે તેમતેમ તેઓ રાચે છે. (પગથિયાં) એમને ઉપાડી ઊંચે લેનારાં છે તેને જ તેઓ જાતે ઉપાડી ઊંચે (મસ્તકમાં) રાખે છે. એથી કરીને તેઓ ઊંચે ચ્હડી શકતા નથી.

**चक्रं भ्रमति मस्तके**—

જુવો પંચતન્ત્ર માં પાંચમા તંત્રની કથા ૩ જી.

૧૬૮ Conceptions and—

પ્રત્યક્ષ વિષયોના સમાગમમાં આણ્યા વગરનાં અમૂર્ત્ત તત્ત્વો જંગલમાં ઉંડાઉંડા પેસી જતા અને પાછા બ્હાર ન નીકળતા રસ્તાઓ અને પગથીઓ જેવાં છે. અમૂર્ત્ત તત્ત્વો અમૂલ્ય છે એટલા માટે કે પ્રત્યક્ષ વિષયો અનન્તાનન્ત છે તેનાં જ્ઞાન ગ્રહણ વ્યવસ્થા આદિ આ તત્ત્વોના આધાર વડે સુગમ બને છે. એ તત્ત્વબીજોમાંથી અનુમિતિઓ અને તર્કપરમ્પરાઓના વૃક્ષ ને વૃક્ષ નીપજે છે ખરા, પરન્તુ સ્વસંવિત્ કે પ્રત્યક્ષમાંથી આધાર લીધા વગર કેવલ એ તત્ત્વોના પરિશીલનથી નવું અને સ્વતંત્ર એવું લેશ પણ જ્ઞાન મળી શકે એમ નથી. ઍરિસ્ટૉટલને નામે નીચેનો સિદ્ધાન્ત ચાલે છે તેનો ખરો અર્થ આ છે: "બુદ્ધિમાં પોતાનામાં કંઇ નથી, જે ઇંદ્રિયો તેને આણી આપતી–તેમાં મુકી આપતી–નથી" લૉકની ફિલસુફીનું પણ ખરું તાત્પર્ય આ છે; અને એ ફિલસુફીથી જ આપણા જ્ઞાનના ઉગમસ્થાનનો પ્રશ્ન પ્રથમ પંક્તિના ગંભીર પ્રશ્નોની કોટિમાં આવ્યો, અને તેની શાસ્ત્રીય ચર્ચા વિષયને ઘટે એ પ્રમાણે થવા માંડી. કૅન્ટ કૃત ક્રિટીક ઑફ પ્યોર રીઝનનું પણ મુખ્ય શિક્ષણ આ છે. અને તેમાં કૅન્ટ આટલો અગત્યનો અને વાસ્તવિક વધારો કરે છે, કે ઇંદ્રિયવિષયનું પ્રત્યક્ષ ગ્રહણ ઇંદ્રિયો અને બુદ્ધિના બંધારણને લીધે જે ઢાળાઓ (forms categories)માં કુદરતી રીતે પડે છે, અને જે પ્રત્યક્ષમાંથી તારવાતાં અમૂર્ત્ત તત્ત્વ નથી પરન્તુ વિષયબીજો આપણા ચેતનતન્ત્ર રૂપ યોનિમાં ઝીલાય અને તેમાંથી પ્રત્યક્ષજ્ઞાન રૂપે પ્રસવે તે દરમિયાન એ યોનિએ તેમને આપેલા નામરૂપ આદિ છે,—તે ઢાળાઓ આદિ આપણા ચેતનતન્ત્રના બંધારણ અને વૈલક્ષણ્યો વા ધર્મોનું પણ પર્યેષણ આવશ્યક છે.

**૧૭૧ એક યુગના સાક્ષરો પાસે પરાપૂર્વથી આવેલો વાક્યબોધ એ સાક્ષરોમાંના લક્ષણદૃષ્ટાઓ—**

પરાપૂર્વથી આવેલો વાક્યબોધ ગ્રંથો અને વિદ્વાનોની સ્મૃતિ

આદિમાં–નદીતલમાં ભરી રાખેલાં જલની માફક—સંચિત હોય છે, તે યુગયુગના સાક્ષરોમાંના લક્ષણદૃષ્ટાઓ...એવો અર્થ છે.

૧૭૨ પંક્તિ ૩: **દાસીત્વ કાર્ય** છે ત્યાં દાસીકાર્ય હોય તો બેહતર; વળી **ઘડી માંડી** છે તે **કાળને** કર્તા ગણિયે તો ચાલે, પણ વાકયનાં પૂર્વાર્દ્ધમાં **કાળ** કર્તા નથી, એટલે **મંડાઇ** વાંચવું. પૂર્વાર્દ્ધના **કાળે** શબ્દની વિભક્તિ સપ્તમી છે, ઉત્તરાર્દ્ધના **કાળે**ની વિભક્તિ કર્તાએ ત્રીજી ગણવામાં ક્રમભંગની દરકાર ન રાખી, અને **માંડી** લખ્યું.

પંક્તિ ૧૧: **અપર**—(૧) બીજા, (૨) અપરા–સામાન્ય, લૌકિક—વિદ્યાઓને લગતા, એ બને અર્થ છે.

૧૭૫ પંક્તિ ૧૪: **એવો કચરો** છે તે 'જે કચરો' જોઇયે.

**વાકયબોધ જે વિદ્વાનોના સહવાસી** = વાકયબોધના જે વિદ્વાનો સહવાસી.

૧૭૬ પંક્તિ અંતથી ૮: **વારે**—વાર પણ.

૧૭૭ પંક્તિ ૨: **ગઇ** પછીનું પૂર્ણવિરામ ન જોઇયે; **એ** પછી અને **સરખાવતાં** પછી અલ્પવિરામો જોઇયે.

પંક્તિ ૮: **સ્થૂલ હતા** પછી અલ્પવિરામ ઉમેરવું. વચ્ચે વચ્ચે કર્તાએ કલમને છોડી જ મુકેલી છે ત્યાં વાકયો ઘાટ વગરના ઢગલા જેવાં થઇ ગયાં છે, અને વિરામચિહ્નો છે તે કરતાં ઘણાં વધારે જોઇયે, અને જે છે તેમાંથી કેટલાંક ખોટાં મુકાયેલાં છે.

૧૭૯ **ગ્રીકદાસો:** જીતાયેલી ગ્રીક પ્રજાના ફિલસુફો શાસ્ત્રજ્ઞો કલાભિજ્ઞો આદિ; **દાસ** શબ્દનો અહીં આથી વધારે અર્થ નથી. એ બોધ કરનારાઓમાંથી એપિક્ટીટસની માફક પોતાના જીવનના અમુક ભાગમાં ખરેખર દાસ થયેલા થોડાક જ હતા.

**દાસબોધ:** રામદાસકૃત જાણીતા દાસબોધનું સૂચન થવા પુરતો જ શ્લેષ લેવો: સ્ટોઇક દર્શન કે ગ્રીક લક્ષણસૃષ્ટિ અને રામદાસીય ફિલસુફી અને લક્ષણસૃષ્ટિ વચ્ચે નિકટનો સમ્બન્ધ ચવવાનો આશય નથી.

૧૮૦ आज्ञागुरूणा—

વડીલ—પૂજ્યની આજ્ઞા થતાં જ તે પાળવી; તે વિશે સંકલ્પવિકલ્પાદિ વિચાર કરવા બેસવું એ પણ પાપ છે. જુવો પૃ. ૮૦ 'માતાપિતાના ગુપ્ત અપરાધ...'

૧૮૨ प्राप्यापदं—

આપત્તિ આવી પડે તોપણ કદાપિ વ્યથા પામતો નથી; જરા પણ આળસ વગર રોજરોજ ઉદ્યોગવસ્તુ શોધે છે અને ઉદ્યોગમાં જ રહે છે; દુઃખ આવે તો તે તે કાલે મહાત્માની માફક સહી લે છે–ટેક સિદ્ધાન્ત ચારિત્ર્ય કે શાન્તિ લેશ પણ કજળ્યા દીધા વગર સહે છે; એવો ધુરંધર છે કે દુશ્મનો હોય કે થાય તો તેઓ નહીં પણ એ જ જીતે; વૈરના કાર્યો કરતાં પણ તપી ન જતાં પ્રશાન્ત રહે છે; ગુમાનમાં કદિ તણાતો નથી, કોઇનાથી કશાથી ક્યારે પણ અંજાતો–દબાતો–તો નથી જ; ગમે તેવી સંકડામણમાં યે 'શું કરું?' 'બીજો ઇલાજ જ શો?' એમ કર્તવ્યમૂઢ થઇ અકાર્ય–ન કરવા જેવું–કરતો તો નથી જ. આર્યો આવી પ્રકૃતિના માણસને જ શુદ્ધ **આર્ય** કહે છે.

આર્યત્વના ઉચ્ચગ્રાહોનું આ તેજસ્વી વર્ણન સંસ્કૃત શ્લોકો યાદ રાખી શકે તે દરેક સ્ત્રીપુરુષે કંઠસ્થ રાખવા જેવું છે.

૧૮૩ **શારીરક** દાસત્વઃ શારીરિક જોઇયે; શારીરક શારીરિકના અર્થમાં પણ વપરાય છે ખરૂં, પરન્તુ शारीरः एव शारीरकः जीवः અને शारीरकस्य जीवस्य इदं शारीरकम् એ બે અર્થમાં જ શારીરક શબ્દ વાપરવો વધારે યોગ્ય છે.

૧૮૪ बद्धो हि—

બદ્ધ કોણ? વિષયમાં લપટાયો–જકડાયો હોય તે; વિમુક્ત કોણ? વિષયથી અરક્ત–અલિપ્ત–અળગો હોય તે.

૧૮૪ **આત્મઘાતને** આગલા સ્ટોઇકો સંસારને દુઃખમય ગણી તેમાંથી છુટવાના માર્ગરૂપે જોતા અને તેને નિ

એપિકટીટસે આત્મઘાતને સ્ટોઇક સિદ્ધાન્તોવડે જ સૂક્ષ્મતર તર્કકોટિથી વર્જ્યં અને નિંદ્ય બતાવી આપ્યો.

૧૮૫ **રસદોષકત્વ:** આ શબ્દ બેસતો નથી. કર્તાએ **રસદાયકત્વ** લખ્યું હશે? કર્તાના તાત્પર્યને માટે **રસ**ને એટલું પણ પુરતું જણાય છે.

૧૮૬ **પ્રતિફલ**, પ્રતિફલન, પ્રતિફલિત વસ્તુ.

**૧૮૮ ન નટા—**

અમે નથી નટ, નથી વિટ, નથી ગવૈયા, નથી અસત્યવાદી-સાચું જૂઠું કરવામાં ટેવાઇ ગયેલા, નથી કુચભારે લચી પડતી હોય એવા ચાળા કરનારી સ્ત્રીઓ: રાવરાણાઓની મેહફિલમાં—રાજાઓના આવાસોમાં એવો પણ પાઠ છે-અમે તે કોણ? અમારો ભાવ કોણ પૂછે? શેનો જ પૂછાય?

૧૯૫ **પણ પોતાનો સહચર વર્ગ૦** ફિલસુફીમય પ્રશાન્ત ચિન્તનજીવન આવા સંજોગોમાં સ્વાર્થી જ હોઇ ત્યાજ્ય છે, પ્રવૃત્તિમય જીવનમાં બને તે પ્રકારે ઝંપલાવીને સહચરવર્ગના દુઃખોના અંશભાગી થવું અને એ આખી સ્થિતિ સુધારવા સંસ્કારવા માટે બનતાં સુધી મથવું એ જ ખરો પુરુષાર્થ છે. સેનેકાના આ વચનામૃતનો આશય આવો છે. કર્તા આગળ ચાલતાં લખે છે તેમ "સેનેકાની દૃષ્ટિ કેવળ વિચારમયી રહી, વિચારરૂપ નિરાકારરૂપ રહી, તેટલાથી સમાપ્ત થાય એવી ન હતી, પણ આચારમયી હતી."

૧૯૯ **બ્રાહ્મણ સધર્મ જન:** કેવલ સત્વગુણી માણસ.

૨૦૦ Even if—

બ્રિટનિકસનું ખૂન નીરોએ કર્યું-કરાવ્યું એ વાત સાબીત નથી છતાં તેને સાબીત ગણિયે તોપણ આમાં સેનેકાનો પણ હાથ હતો એમ માનવા કે કલ્પવાને પણ આધાર નથી. **સેનેકા અને નીરોની એકબીજાની ઓળખાણ એ જ કદાચ સેનેકાનું મોટામાં મોટું દુર્ભાગ્ય હતું.** નીરો સાથેનો એનો સંબંધ એવો કફોડો હતો કે સેનેકા દૃઢતાનો પર્વત હોત તોપણ

તે પોતાની દૃઢતાનો વ્યવહારૂ પ્રયોગ કેટલો કરી શકત એ શક પડતું છે; અને એ દૃઢતાનો પ્રયોગ મનમાનતો કરત તોપણ નીરોમાં કઇ યે ફેર પડત કે કેમ એ વળી વધારે શક પરતું છે... અગ્રિપ્પિનાનું ખૂન ખરેખર બચાવ ન હોઇ શકે એવું કૃત્ય છે. તથાપિ તેણીનો રાજકીય વગવસીલો ધ્યાનમાં લેતાં પક્ષવાદ થઇ શકે એમ છે કે નીરોનું એ કૃત્ય એક આપખુદી અને ક્રૂર જુલમગાર રાજાનું ગણવાને બદલે તેને પોતાના એક બાહોશ અને ભયંકર હરીફને એક તડાકે ઉડાવી દેનારૂં ગણી શકિયે એમ છે. પુત્ર પોતાના અને પોતાના વિશ્વાસુઓના હાથમાં એક રમકડું થઇ રહેશે એવી આશાઓ ફુટી જતાં તેણી રાજ્યસત્તા પોતાના જ હાથમાં ટકાવી રાખવાને માટે ગમે તેવા ઉપાયો યોજવા સજ્જ હતી. **નીરોએ તેણીને જ એકાએક ઉડાવી દીધી ન હોત તો આન્તર વિગ્રહ જાગત અને કદાચ રોમન સામ્રાજ્યના કેટલાક વખત સુધી બે ભાગ પડી જાત એવા સંજોગો હતા. એટલે નીરોએ માતૃહત્યાનું જે ઘોર કૃત્ય કર્યું તેને નિન્દવું જેટલું સહેલું છે, તેટલું જ તેણે આને બદલે આવા સંજોગોમાં અન્ય ઉપાય-ઉપાયો શા શા યોજવા જોઇતા હતા તે સૂચવવું મુશ્કેલ છે.**

૨૦૧ અને **જેવી ધર્મ્ય હતી**—અને તેમાં જેવી ધર્મ્યતા હતી...એવો અર્થ છે.

**૨૦૩ आरब्धस्य०—**

જેનો આરંભ કરેલો હોય તેના અન્ત સુધી તેને વળગી રહેવું, વચ્ચેથી પડતું ન મુકવું.

**૨૦૪ नरो वा कुञ्जरो वा—**

મહાભારતમાંના આ પ્રસંગની ચર્ચા પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા આદિએ કરેલી છે તે માટે જુવો વસન્ત વિ. સં. ૧૯૬૯ ના અંક.

૨૦૭ The best years—

નીરોની મહારાજ તરીકેની કારકિર્દીનો ઉત્તમ ભાગ જે વર્ષો દરમિયાન સેનેકા તેનો મુખ્ય મંત્રી હતો તે જ હતો એ નિઃસંશય.

The first five—

નીરોના અમલનાં પ્હેલાં પાંચ વર્ષનો કાળ પછી લાંબા વખતસુધી સદ્‌ગુણી અને જાગતા અમલના કાળ તરીકે પંકાયો. સેનેકા અને મરદાની બુરૂહસ આ સમયના મુખ્ય મંત્રીઓ હતા; રાજ્યના ખરા આત્મા આ સમયે એ જ હતા; અને સેનેકાના મંત્ર પ્રમાણે ચાલી નીરોએ સેનેટ (રોમ મહારાજ્યનું સર્વોપરિ શિષ્ટમંડળ) અને પ્રજા બંનેને સમાન કક્ષામાં રાખ્યાં, અને બંનેની પ્રીતિ સંપાદન કરી. એના ગુરુઓએ પોતાથી બન્યું તે સર્વ કરી એનું અને પ્રજાનું બંને હિત સાધ્યાં; તેમણે એના ઉપર દયા અને મિતાચાર (moderation)ના બોધના વર્ષાદ વર્ષાવ્યા. તેઓ નીરોને કહ્યા જ કરતા—'મહારાજ, વિનયવિવેક સજો, અતિને વર્જો ક્રૂરતા કાપાકાપીને ત્યજો, રક્તપાતને પરહરો; જોબનને અનુકૂલ મોજમજાહ ભલે માણો, પણ કોઇ પણ પ્રાણીને ઇજા ન કરો.' અને આ ભાગ્યદેવીના માનીતાની સૌ ખુશામદ કરતું, તેની દરેક ઇચ્છા થતી તેવી જ સિદ્ધ થતી, એટલે એને આ બોધને અનુસરવામાં કેટલાક વખત સુધી તો જરા યે અરુચિ ન લાગી.

૨૦૮-૯ યુધિષ્ઠિર સ્વદેહે દેવલોક પામ્યો, સેનેકા જીવતાં જ દેવરૂપ પામ્યો.

૨૦૯ રુદ્રની વીશીઃ આ ગણતરી પ્રમાણે તો ૧૮૯૪ માં આરંભાઇ રુદ્રની વીશી ૧૯૧૩ માં પૂરી થાય અને ૧૯૧૪ થી—યુરોપીય મહાભારત શરુ થયું તે સાલથી-બ્રહ્માની વીશી બેઠી એમ ગણવું પડે! રાજદ્રોહના પ્રસંગ ૧૮૫૬-૫૭-૫૮ સુધીમાં એ હિસાબે ત્રણચાર વર્ષ આખું ગણિત તાણિયે તો આ સાલથી કે ગઇ સાલથી કે આવતી સાલથી બ્રહ્માની વીશી આરંભાય! આપણી

જેટલી પ્રાચીન એટલી ન્હાનીમોટી સર્વ વસ્તુમાં સદર્થ જ જોવો અને દેખાડવો, તાણીતોડીને પણ, એ વલણ કુદરતી ગણિયે-સર્વ સુશિક્ષિત હિંદુ માટે કુદરતી હોવું જોઇયે એ સ્વીકારિયે, તોપણ એ વલણ વિવેકની સામાન્ય સીમાને ઓળંગી જાય ત્યાં ત્યાં તો દોષરૂપ જ ગણવું પડે.

૨૧૦ પં. ૨૨ આર્યોના કેટલાક **અંશે** છે ત્યાં **અંશને** જોઇયે.

૨૧૪ કોઇ મનુષ્ય જ્યારે પોતાનું સત્ય કર્તવ્ય **ધારેઃ** ધારણ કરે, ઠરાવે, તેનું ખરેખર જે કર્તવ્ય હોય તે બજાવતો હોય,—એવો અર્થ છે.

**૨૧૫ ईश्वरः—**

હે અર્જુન, પ્રાણી માત્રનાં અંતરમાં ઇશ્વર રહે છે, જે પોતાની માયા વડે પ્રાણીમાત્રને ચકડોળે ચ્હડાવેલી ચીજોની માફક-ભમાવે છે, ચકર ચકર ફેરવે છે.

**૨૧૬ स्वभावजेन—**

હે કુન્તીપુત્ર, ત્હારૂં પોતાનું જ કર્મ, ત્હારી પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થયેલું કર્મ, ત્હને એવો તો મોહપાશમાં નાખશે-જકડશે, કે એ અવશ દશામાં તું ત્હારી મેળે જે કરવા ઇચ્છે જ નહીં તેવું પણ કરી બેસીશ.

૨૧૭ **તેની પરવશ વૃત્તિઓને માટે** જે વૃત્તિઓની તે ગુલામ બની ગઇ હતી તે વૃત્તિઓ તેમ તજ્જન્ય દુરાચરણોને માટે.

**तरति शोकमात्मविद्—**

આત્માને જાણનારો શોકસાગરને શોકસંસારને તરી જાય છે. ખરૂં આત્મજ્ઞાન થતાં અધ્યાત્મ દૃષ્ટિ ખરેખર ઉઘડતાં શોક જેવું કઇ રહેતું જ નથી.

૨૨૭ પં. ૧૨: કૃતકૃત્ય વૃત્તથી—વૃત્તિથી જોઇયે.

**૨૨૮ કોઇ અપૂર્વ એકલ સત્વ**

ગ્રીક ફિલસુફીનો અને આપણા તત્ત્વચિંતન કે ઉપનિષદોની ભાવનાઓનો **મહાત્મા**–અતિમાનવ લોકોત્તર જીવનમુક્ત મનુષ્ય આ પ્રકારનો છે. **નીએટશ** (Nietz-che) અને બીજા આધુનિક જર્મન લેખકોનો super-man સુપર-મૅન—આ ભાવનાઓ ન પચતાં થયેલાં અજીર્ણનું વમન માત્ર છે: ઉચ્છિષ્ટ, ગંધાતું, વિષમય, અને અસંખ્ય અલક્ષ્ય જન્તુઓ દ્વારા ઉપદ્રવ ચારે તરફ ફેલાવતું.

૨૨૮ **દુષ્ટવહન** અતિદુઃખદાયક અતિકઠિન વહન. ભારવહનમાં ભાર ઊંચે અને માથું નીચે હોય છે; ભાર માથાને કચરે છે. પરન્તુ આ દૃષ્ટાન્તમાં આ માથું એવું લોકોત્તર છે કે તે કચરાતું તો નથી જ અને ઉલટું ઉપર રહેલા ભારને પણ—ઘંટીનું નીચલું પડ તે ઉપરના દાણાને કચરીકચરીને દાણાના રૂપરસગન્ધસ્વાદમાં ફેર પાડી દે છે તેમ ફેર પાડે છે. વારુ, ઘંટીના રૂપકમાં તો દાણા ઉપર પણ ઘંટીનું ઉપલું પડ હોય છે. અહીં એવું ઉપલું પડ નથી તેનું કેમ? ના, છે: આ મહાત્માની લક્ષણદૃષ્ટિ તે જ એ ઉપલું પડ. અને તેને મુકાબલે માથું તે નીચલું પડ ગણાવાને પાત્ર છે. **સમુદ્ર જેવા એ જીવનની ગમ્ભીરતા** એ જીવનની સમુદ્રના જેવી ગમ્ભીરતા.

**वज्रादपि—**

લોકોત્તર–અલૌકિક મહાત્માઓ–નાં હૃદય કુસુમથી પણ કોમળ જણાય છે તેમ વજ્રથી પણ કઠોર જણાય છે, તેનો પાર આ લોકમાનો કોણ પામી શકે એમ છે!

૨૨૯ પં. ૫ **ઉદ્ગાર હોવાથી** ઉદ્ગારરૂપ એ વિચારમાલા હોવાથી એવો અર્થ છે. **તેની દૃષ્ટિ** આગળથી મલિન ભાગ, બીજાં જીવનોને લક્ષણ દૃષ્ટિથી સંસ્કારી શકે એવા જ્ઞાનયોગીની દૃષ્ટિ આગળથી એ બીજાં જીવનોના મલિન ભાગ.

૨૩૦ **મનુષ્ય જીવનમાં સાધન ચતુષ્ટય** ખરું મનુષ્યજીવન પ્રાપ્ત કરવા માટે સાધન ચતુષ્ટયઃ માત્ર પાશવ વાસનાઓને અધીન પામર જીવનમાંથી ઉંચે ચ્હડી આત્માનુભવ વા સ્વરૂપાનુ

સન્ધાન (સેલ્ફ્રીઅલાઇઝેશન self-realization) સિદ્ધ કરવા માટેનાં સાધન.

**અવાહ્યપતિત,** પ્રકૃતિ-પ્રાપ્ત; પ્રકૃતિ એટલે **સ્ટોઇક** દર્શનમાં નેચર Nature—એક આપણી જાત આપણા અહંને બાદ કરતાં જે શેષ રહે તે આખું બ્રહ્માંડ: આ જડ અને ચેતન ઉભયમિશ્રિત પ્રકૃતિ: **સ્ટોઇક** દર્શનમાં આને જ સ્થૂલદૃષ્ટિએ ઇશ્વરનું સ્થાન અપાય છે. સૂક્ષ્મદૃષ્ટિએ એ દર્શનમાં જડ અને ચેતનનો ભેદ સ્વીકારાય છે, જડ પોતે ગતિહીન ક્રિયાહીન, નિર્જીવ, માત્ર માતૃકા કે ઢાળા જેવું મનાય છે, અને ગતિ, ક્રિયા, જીવ માત્ર ચેતનનું સ્ફુરણ મનાય છે. એટલે સૂક્ષ્મદૃષ્ટિએ બ્રહ્માંડપાત્રે જે ચેતન તેને જ **સ્ટોઇક** દર્શનમાં ઈશ્વરનું સ્થાન અપાય છે. આપણી બુદ્ધિ, આપણું મન, આપણું ચેતન તે આ દર્શનમાં બ્રહ્માંડના મહાચેતનનો સ્ફુલિંગ મનાય છે.

૨૩૦ **ઇયત્તા** અર્થાત્ સન્તોષ; એટલા જ માપનું ગ્રહણ; એથી વધારે ગમે તેટલું આવીને પડે પરંતુ તે તરફ અભોક્તાવૃત્તિ.

૨૩૧ પં. ૧ **ઇચ્છા એ મુમુક્ષુત્વ,** ઇચ્છા તે આ દર્શનનું મુમુક્ષત્વ એવો અર્થ છે.

**દેખીતા દ્વૈતની સમ્ભાવના,** સામાન્ય રીતે દરેક જોનારને પોતાનું વ્યક્તિત્વ જણાય છે, અને દરેક વસ્તુનું વિશિષ્ટત્વ જણાય છે તેનો પ્રથમ પગલે સ્વીકાર, અને પછી ફિલસુફી-પૃથક્કરણે પરિહાર-ખુલાસો.

**અઘટિતઘટના પટીયસી:** પટુ, કાબેલ; પટીયસ્, ખાસ કાબેલ.

૨૩૨ **ઋત પામનારી બુદ્ધિ,** નિયતિના નિયમક્રમ ઉકેલનારી વિજ્ઞાનાત્મક બુદ્ધિ.

૨૩૪ **અંશોની અંશિની,** સર્વ અંશો ભેગા કરતાં જે બની રહે છે તે, વસ્તુમાત્ર વ્યક્તિ માત્ર જેના અંશ છે તે.

**સમવાય સમ્બન્ધ,** છૂટું પાડી ન શકાય એવું અદ્વૈત; ઓતપ્રોત સમ્બન્ધ.

**को मोहः—**

ડગલે ડગલે, જ્યાં જ્યાં જુવે ત્યાં, ચારે તરફ, સર્વદા, ગમે તે વૃત્તિ-સ્થિતિમાં પણ એકત્વ અનુભવનારને વળી મોહ શો અને શોક શો!

**૨૩૫ ईशावास्य—**

જગત્યાં સૃષ્ટિ ઉપર જે કંઇ જગત્ સંચારનારૂં જન્મમરણ પામતું ઉત્પત્તિ સ્થિતિલયાદિ દશાઓ અનુભવતું હોય તે સર્વ ઈશથી વ્યાપ્ત થવા યોગ્ય છે; ઈશવ્યાપ્ત છે; ઈશનું છે. તેન ઈશે એમાંથી જે કંઇ ત્યજેલું દેખાય તે તું ભલે ભોગવ. Render unto God the things that are God's. कस्यचित् જે કંઇ બીજાનું હોય એવું, ત્હારૂં નહીં એવું, ત્હારી સ્વાંગ માલેકીનું નહીં એવું, ઈશનું હોય એવું, દેખાય તે લેતો ખબરદાર! અને તું પોતે? તું પણ ઈશાવાસ્ય ખરો કે નહીં? થઇ શકે કે નહીં? થવું ઇષ્ટ ગણે છે કે નહીં? ત્હારી અનિચ્છાએ પણ બનવાનો ખરો કે નહીં?

**૨૩૬ न रम्यं नारम्यं—**

કોઇ પણ વસ્તુ જાતે નથી રમ્ય તેમ નથી અરમ્ય કે રમ્યેતર; રમ્યતા-રમ્યેતરતા અનાદિસિદ્ધ ગુણ નથી. વસ્તુઓની રમ્યતા-રમ્યેતરતાનો બધો આધાર ગ્રાહક ઉપર છે; એક ગ્રાહકને જે રમ્ય વસે તે જ બીજા ગ્રાહકને રમ્યેતર વસે.

**मध्ये व्यक्ता—**

૧ લી ૩ જી અને ૪ થી પંક્તિઓનો અર્થ શ્લોક પછી જ તુરત આપ્યો છે. पंचत्व, મરણ, નાશવન્ત હોવાનો ગુણ. આ જગત નાશવન્ત છે અને ભૂતપંચકવડે જ બધું ભરેલું છે. ૧ લી પંક્તિમાં વિભ્રમ એટલે માયા. જગત્ મધ્યકાળમાં વ્યક્ત થાય છે

તે પણ આ માયાને લીધે. એના આદિ અને અન્ત અવ્યક્ત જ રહે છે કેમ જે એ નાશવન્ત છે જ.

**ઓરેલ્યસના દર્શનમાં,** એ રોમન-ગ્રીક પ્રજાઓની દૃષ્ટિ સીમામાં, અનુભવ મર્યાદામાં.

૨૩૭ **તુલા કરવા વિના,** તુલના વિના.

૩૩ પંક્તિ ૧૭: **કાળપાશે,** 'કાળમેશે' લખ્યું હશે. પંક્તિ ૨૦-૧: **રસિકતા, આદિ...યુગ્મોને દર્શાવવાની,** 'રસિકતા, આદિ વડે...યુગ્મોને દર્શાવતી' એમ કદાચ કર્તાએ લખ્યું હશે.

૧૪૧-૨ **ધ્વન્યાત્મક વર્ણનઃ** ધ્વનિ એટલે અહીં માત્ર સ્વર અવાજ-sound. **અશબ્દ રૂપ આપી અક્ષરનાં;** અર્થવાળો અક્ષરસમૂહ તે શબ્દ; અર્થ નહીં જેવો હોય એવો અક્ષરસમૂહ તે અશબ્દરૂપ અક્ષરચિત્ર. આગળ **અશબ્દ અક્ષરો** પણ આ અર્થમાં.

# શુદ્ધિપત્રક.



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૬ | લાગે તો | લાગે |
| ૮ | છેલ્લી | પ્રનાલિકા | પ્રણાલિકા |
| ૧૦ | ૫ | સાક્ષરજ્ઞાની | સાક્ષર જ્ઞાની |
| ૧૧ | ૨ \| ૬ | अप्रयल અપ્રયત્ન | अयत्न અયત્ન |
| ૧૨ | ૧૨ | સુવર્ણ મૃત્તિકા | સુવર્ણ ઉપર પડતાં સુવર્ણ મૃત્તિકા |
| ૧૮ | અંતથી ૩ \| ૨ | will.... way | a will....a way |
| ૧૯ | ૪ \| અંતથી ૨ | અન્નપૂર્ણાનો \| થયેલો | અન્નપૂર્ણાના \| થયેલું |
| ૨૩ | અંતથી ૬ | તો | તે |
| ૨૮ | ૩ | his | His |
| ૨૯ | ૬ | કરવામાં | કરાવવામાં |
| ૨૯ | અંતથી ૨ | વિચારહૃદયમાં | વિચાર હૃદયમાં |
| ૩૦ | ૬ | one's | what's |
| ૩૨ | ૫ \| ૭ \| ૧૩-૪ | ) ! \| कचि \| पन्था | ) \| कचि ! पन्थाः |
| ૩૩ | ૪ | સ્ટોર્ટ | સ્ટુઅર્ટ |
| ૩૬ | ૧ | તટસ્થપ્રવાહને | તટસ્થ પ્રવાહને |
| ૩૭ | શ્લોકની ૩ અંતથી ૭ | रात्त \| તેને | रात्तं \| તેનો |
| ૪૩ | ૭ | exercised | exorcised |
| ૪૫ | ૨ | who so | whoso |
| ૪૮ | ૮ | parch-lamp | porch-lamp |
| ૫૪ | ૧ | સૃષ્ટિ વસ્ત્રની | સૃષ્ટિને વસ્ત્રની |
| ૫૮ | અંતથી ૨ | सकुमार | सुकुमार |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૦ | ૨ | –શ્રુતાદિ | –સુશ્રુતાદિ |
| ૬૧ | અંતથી ૮ | પ્રવાહોને સાક્ષી વિષયી હોય એમજ નથી | પ્રવાહનો સાક્ષી વિષયી જ હોય એમ નથી |
| ૬૨ | ૭ \| ૧૬ | Magnde \| Brow's | Magnae \| Brown's |
| ૬૫ | ૩ \| અંતથી ૭ | their \| એના એવા મહાત્માનો એક | theirs \| અને એવા એક મહાત્માને |
| ૬૭ | ૧૧ \| ૧૮ \| અંતથી ૪ | दासीन्य \| यात्यात्ये \| पुसः | दासीन्ये \| यात्यायात्ये \| पुंसः |
| ૬૮ | ૧૪ \| અંતથી ૫ | નિસ્પૃહતા \| તિરસ્કારિણી | નિઃસ્પૃહતા તિરસ્કરિણી |
| ૭૦ | ૩ \| ૧૬ | પ્રવાહ, પાત– \| શબહારી | પ્રવાહ–પાત, શબાહારી |
| ૭૨ | ૧૩ | મુક્ત રહેવા જે સાક્ષરને | સાક્ષરને મુક્ત રહેવા જે |
| ૭૬ | ૧૬ | લોકના | લોકની |
| ૭૭ | ૧૭ | લોક સંસારના | લોકસંસારના |
| ૮૧ | ૧૫ \| છેલ્લી | સંતતિમાંથીજ \| ધર્મ છે, | સંતતિમાંથી જે ધર્મ છે. |
| ૮૨ | ૮ | ઉપકાર | ઉપકારક |
| ૮૬ | ૭ | અજ્ઞાતમાર્ગે | અજ્ઞાત માર્ગે |
| ૯૦ | ૭ | કરવાને માટે | કરવાને સાટે |
| ૯૨ | ૩ | વસુદેવ | વાસુદેવ |
| ૯૩ | ૧૧ | નથી | નથી, |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૬ | ૧૬ | "મુજમાંથી ઇ-પિકા" | 'મુંજમાંથી ઇષીકા' |
| ૧૦૩ | ૭ | હાથામાં | હાથમાં |
| ૧૦૫ | ૬ | word | works |
| ૧૦૬ | ૮ | આ બ્રહ્મદેવના | બ્રહ્મદેવના |
| ૧૦૮ | ૧૧ \| છેલ્લી | કરતા \| દર્શાવાનું | કરતો \| દર્શાવવાનું |
| ૧૧૨ | ૯ | તેવી | તેની |
| ૧૧૬ | ૧૨–૧૩ | ચેતનભાગ ન્હાના | ચેતનભાગ–ન્હાના |
| ૧૧૭ | ૧૩ | Receipients | Recipients |
| ૧૨૦ | અંતથી ૫ | સ્થાણુખનન | સ્થાણુખનન |
| ૧૨૪ | ૧૬ | પોતાનું | પોતાના |
| ૧૩૦ | અંતથી ૩ | કહાડવા | કહાડવું |
| ૧૩૪ | ૫ \| અંતથી ૩ | મળે છે; \| will... way | મળે છે! a will... a way |
| ૧૩૭ | ૧૪ \| ૧૭ | our \| the pe-riod | any \| the rud est period |
| ૧૩૯ | ૧૪ | વળતી વાચે | વળતી ન વાચે |
| ૧૪૨ | ૧૬ \| ૧૮ | 'ટૂચ્ય' \| લેખકો | 'ટૂચ્યર' \| લેખકોના |
| ૧૪૪ | ૧૮ | લેખની | લેખિની |
| ૧૪૭ | ૯ | શુકદ્દષ્ટાઓને | શુકદ્દષ્ટાઓનો |
| ૧૪૮ | ૧૫ | અનુમાનપુરસ્કર | અનુમાનપુરઃસર |
| ૧૪૯ | છેલ્લી | પ્રવાહથી | પ્રભાવથી |
| ૧૫૧ | ૯ \| અંતથી ૪ | નીકળે \| રક્ષણ દ-ર્શનનો | નીકળે છે \| લક્ષણ-દર્શનનો |
| ૧૫૨ | ૭ | લક્ષણદ્વારાઓ | લક્ષણદ્દષ્ટાઓ |
| ૧૫૩ | ૭ | પર્વત છે" | ધૂમ છે" |
| ૧૫૫ | ૧૩ | પરિણામ | પરિમાણ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૬ | ૯ | પરિણામનાં | પરિમાણનાં |
| ૧૬૦ | ૪ \| ૯ \| અંતથી ૪ | પ્રજાઓએ \| વિનાએ \| શકે છે | પ્રજાઓ એ \| વિના એ \| શકે છે. |
| ૧૬૪ | અંતથી ૯ | નવીનરૂપ | નવીન રૂપ |
| ૧૬૬ | અંતથી ૭-૬ | cases it guides onr actions when it is once grasped, | cases guides our actions, when it is once grasped |
| ૧૬૯ | ૨ \| ૧૧ | auod \| feverit \| with true | quod \| fuerit \| with the true |
| ૧૭૦ | અંતથી ૪ | જન્તુનો | જન્તુને |
| ૧૭૧ | ૧૨ \| છેલ્લી | પામે \| ઉગાડવામાં | પાસે \| ઉઘાડવામાં |
| ૧૭૨ | અંતથી ૪ | રચી આ | રચી. આ |
| ૧૭૫ | ૧૧ | મેઘ અને | મેઘ અન્ય |
| ૧૭૭ | અંતથી ૨ | રોમ-નગર | રોમનગર |
| ૧૮૦ | ૭ | ગુહાગ્રન્થિએઓમાંથી | ગુહાગ્રન્થિઓમાંથી |
| ૧૮૫ | અંતથી ૨ | ઍપિક્ટિટસના | ઍપિક્ટીટસની |
| ૧૮૮ | ૩ | ચિત્રો | મિત્રો |
| ૧૮૯ | ૧૦ | માનવાને | મનાવાને |
| ૧૯૦ | ૧૪ | દાની | દાન્ત |
| ૧૯૨ | ૬ | આપ— | આવ— |
| ૧૯૪ | ૩ \| ૧૬ | વર્ત્તાવાનો \| એગ | વર્તવાનો \| એમાં |
| ૧૯૮ | ૩ | કરતી | ફરવું |
| ૨૦૦ | ૮ | ઉતારવાને | ઉતરવાનો |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૧ | ૭ \| ૧૦ | conclusion \| support | conclusions \| suggest |
| ૨૦૬ | અંતથી ૩ | કહો. | કહો, |
| ૨૧૦ | ૫ \| ૯ | લીધો \| શસ્ત્રો | લીધું \| શાસ્ત્રો |
| ૨૧૬ | ૧ | દૃષ્ટો | દુષ્ટો |
| ૨૧૮ | ૫ | એવાનામાં | એ વાનામાં |
| ૨૨૦ | ૭ | પાસની | પાસથી |
| ૨૨૩ | ૧૨ | રાજસભાની | રાજસભા |
| ૨૨૫ | ૧૫ | તે જો એ ઈશ્વરેચ્છાથી મ્હારા | ને જો એ મ્હારા |
| ૨૨૭ | ૧૪ | સઉના | સઉને |
| ૨૩૪ | અંતથી ૭ | (ઑરેસ્થસને) | (ઑરેસ્થસનો) |
| ૨૩૫ | અંતથી ૫ | ત્યારે | જ્યારે |
| ૨૩૬ | ૪ \| ૫ | તાદ્ગ્રહા \| "મનુષ્યના | તદ્ગ્રાહ \| "મનુષ્ય |
| ૨૪૨ | ૧૫ | ૫ પંક્તિ | ૧૦ પંક્તિ ૭ |
| ૨૮૫ | ૧૨ | આમીન | આચીન |

readers.... The translation is a judicious reproduction of the ideas of the original writer in simple Gujarati."

—Modern Review, Dec. 1918.

"મૂળ પુસ્તકના ઉત્તમ ગુણો મિસીસ વિમલાના ભાષાન્તરમાં સારી રીતે દૃષ્ટિએ પડે છે. મિસીસ સ્ટોનાં જીવનચરિત્ર તથા સારાં ચિત્રો આ પુસ્તકમાં આપેલાં હોવાથી, અમ્હને વિશ્વાસ છે કે સારા પ્રમાણમાં વંચાશે....તરજુમો પણ વિવેકથી કરવામાં આવ્યો છે અને મૂળ કર્ત્તાના ઉત્તમ આશયો સરલ ગુજરાતીમાં સારી રીતે સચવાયા છે."

—મોડર્ન રીવ્યુ, ડીસેમ્બર ૧૯૧૮.

"સૌ. વિમળા સેતલવાડે આ પુસ્તકનું ભાષાન્તર કરી ઈંગ્રેજી ભાષાથી અપરિચિત ગુર્જર પ્રજા સમક્ષ અગત્યનું વાંચન રજુ કર્યું છે...તેની ભાષા પણ મધુર, સરલ, અને આડંબર વિનાની હોવાથી સ્ત્રી વર્ગ પણ તે હોશે હોશે વાંચી શકે તેમ છે." —પ્રજામિત્ર.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨/૩૬ સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

'અંકલ ટોમ્સ કેબીન' નામની નવલકથા પાશ્ચાત્ય પ્રજામાં અત્યંત આદરણીય ગણાય છે અને બાઇબલ પછી બીજો નંબર તેને આપવામાં આવેછે. એ પુસ્તકમાં...ગુલામગીરીની પ્રથાને તેના સત્ય સ્વરૂપમાં રજુ કરી સમસ્ત દુનિયાની સહાનુભૂતિ એ ગંભીર પ્રશ્ન તરફ આકર્ષી છે અને પ્રત્યેક પ્રજાને સ્વતંત્ર થવાના જન્મસિદ્ધ હક્ક છે એ સિદ્ધાન્તને સમર્થન કર્યુ છે. આ ઉપયોગી પુસ્તકનો અનુવાદ કરી તેને પ્રજાના હસ્તકમાં મુકવાનું કાર્ય અત્યંત સ્તુતિપાત્ર ગણાવું જોઈએ. અ. સૌ. બ્હેન વિમળાએ શુદ્ધ અને સરળ ગુજરાતીમાં તેનો અનુવાદ કર્યો છે...તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અનુવાદના આ ગુણોને લીધે ગુજરાતનાં થોડું ભણેલાં સ્ત્રીપુરૂષો પણ એ પુસ્તક સરળતાથી વાંચી શકશે. સિવાય કથાના પ્રસંગને લગતા પણ સંખ્યાબંધ ચિત્રો આપવામાં આવ્યાં છે.

—હિન્દુસ્થાન, ૧૨ ઑક્ટોબર ૧૯૧૯.

"બ્હેન વિમળાનું ગુજરાતી...સરળ છે અને... ભાષાન્તર પણ વાચકની આંખમાંથી અશ્રુપાત કરાવી શકે તેમ છે. મૂળ તો પુસ્તકની વસ્તુ જ ઉત્તમ છે...

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨/૩૬ સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

અને બ્હેન વિમળાને તેમના સફળ પ્રયત્ન માટે અમે સહર્ષ અભિનન્દન આપીએ છીએ......ગુર્જર સાહિત્યના આ મોહમય સમયમાં બ્હેન વિમળાએ એક ભાષાન્તર રૂપે પણ એક ભાવનાનું અર્પણ કર્યું છે તે ખરેખર સ્તુત્ય છે......બ્હેન વિમળાનું પુસ્તક ગુર્જર પ્રજાને વાંચવા યોગ્ય છે. ભાષાન્તર સફલ છે.

—સમાલોચક, ડીસેમ્બર ૧૯૧૮.

"ગુજરાતી ભાષામાં વાર્તાઓના જે ગણ્યા ગાંઠ્યા વાંચવા જેવા, વાંચી સંગ્રહ કરવા જેવા પુસ્તકો છે તેમાં એક ઉમેરો...છે. પુસ્તકની ભાષા તરજુમિયા નથી, તેમ...વિદ્વત્તાનો આડંબર નથી. ગુજરાતનો સાધારણ વાચકવર્ગ વાંચી સમજી શકે તેવી તે સરળ છે...બ્હેન વિમળાનો આ પ્રયત્ન સફલ નિવડ્યો છે, અને અમેરિકામાં કે બીજા દેશોમાં જ્યાં જ્યાં ગુલામગીરી પ્રવર્તતી હતી ત્યાં ત્યાં રાક્ષસી કૃત્યો થતાં હતાં તેનો ખ્યાલ...આવ્યા સિવાય રહેતો નથી. ચિતાર કરૂણામય છે અને વાંચતાં વાંચતાં આંખમાંથી આંસુ નીકળી પડે છે."

—બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક, જાન્યુઆરી ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨/૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

"અમેરિકામાં જે સમયે ગુલામગિરી પુર જોસમાં ચાલતી હતી તે સમયનું આ એક આબેહુબ ચિત્ર છે...કથા રસના પ્રવાહમાં અને પ્રાસંગિક ચિત્રના આલેખનમાં ક્યાંય ક્ષતિ...નથી...ભાષાની પ્રૌઢતા પણ તેટલી જ આકર્ષક છે. વાર્તા તરિકે 'ગુલામગિરીનો ગજબ' આદિથી અંતસુધી કરૂણારસથી ભરેલી છે અને અનેક પ્રસંગોએ વાચકની સહૃદયતા તેનાં નેત્રોમાં આંસુ ચમકાવ્યા વિના રહેતી નથી."

—પ્રજાબન્ધુ, તા. ૬ સપ્ટેંબર ૧૯૧૯.

"આવા નામાંકિત પુસ્તકનો ગુજરાતી જ સમજતાં વાંચકવૃંદને માટે અનુવાદ કરી આપવાનું માન સૌ. વિમળા સેતલવાડને ઘટે છે...તેમની લેખનશક્તિ, તેમની સરળ પણ અલંકારીક ભાષા અને મૂળ કર્તાના વિચારો અનુવાદમાં ઉતારવાના મુશ્કીલ કાર્યમાં તેમણે મેળવેલી સફલતા...લક્ષમાં લઈએ તો ખરેખર મન અજાયબીમાં પડે છે."

—સ્ત્રીહિતોપદેશ, જાન્યુઆરી, ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકલદાસ ચાલ
નં. ૨/૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# મારી વીસ વાર્તાઓ.

[ આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથે. ]

સુન્દર વાર્તાઓનો સંગ્રહ.

લેખક,

રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

બી. એ., એલએલ. બી.

**વીસ વાર્તાઓ:**—૧. અબળાઓનો એક્કો. ૨. કારાગૃહની કિશોરી. ૩. માલતીમંડપ. ૪. નગરશેઠની ચતુરાઈ. ૫. મનંતરાય અને દિકરી. ૬. કોઈ કહેશો એ શું કરશે? ૭. એલએલ. બી. નો અભ્યાસ. ૮. એક દુઃખદાયક દૃશ્ય. ૯. એક ફકીરની કહાણી. ૧૦. સ્વદેશી માલ કેમ આવ્યો? ૧૧. એક છોકરીના મનનો ઉભરો. ૧૨. જમાઈરાજ. ૧૩. કૉલેજની રજામાં. ૧૪. જુનું કે નવું? ૧૫. વસુનાં નવાં શિક્ષક. ૧૬. પરીક્ષાનું પરિણામ. ૧૭. બટુકનો બાપ કોણ? ૧૮. લૅફ્ટનંટ મહેતા વી. સી. ૧૯. કમનસીબની કહાણી. ૨૦. ઇન્દિરા.

**મૂલ્ય રૂપીઆ બે.**

## કેટલાક અભિપ્રાયો

" ......throughout the whole book there is not a single dull page....The stories certainly furnish delightful reading."

—The Modern Review, July 1919.

" આખા પુસ્તકમાં એક પણ પાનું નિરસ નથી... વાર્તાઓ ખરેખર આનન્દ જ આપે એવી છે."—

—મોડર્ન રીવ્યુ, જુલાઈ ૧૯૧૯.

* * * * *

" મિ. કેશવપ્રસાદે એક લેખક તરીકે અત્યાર અગાઉ નામના મેળવી છે....ગુર્જર પ્રજા સમક્ષ નવી નવી ભાવના, ઉચ્ચ અભિલાષાઓ અને સ્વાદિષ્ટ પકવાન પીરસવાની શક્તિ તો (તે) ધરાવે છે જ અને આ પુસ્તક વાંચનારને તેનો ખ્યાલ સ્હેજે આવી શકે તેમ છે......આ વાર્તાઓ આવી સરસ રીતે લખવામાટે અમે મિ. કેશવપ્રસાદને ધન્યવાદ આપીએ છીએ."

—પ્રજામિત્ર.

" **વીસ** વાર્તાઓના ઉત્સાહી લેખક ગુજરાતના વાંચકવર્ગને અજાણ્યા નથી....તેથી ઘણા વાંચકવર્ગનું મન રંજન થયું છે....આ વાર્તાઓ ફતેહમંદ રીતે લખાઈ છે અને વાર્તાઓમાં ઠાવકા હાસ્યરસની પણ ઠીક જમાવટ કરવામાં આવી છે." —**સાંજવર્તમાન.**

" આ વીસ વાર્તાઓ...આપણને ગમ્યા વિના રહેશે નહિ....વાર્તાકારે એવા સામાન્ય બનાવો કામમાં લઈ તેની ટુંકી વાતો લખી છે; ને એવી રીતે કે નિબંધની કરકરી પંડિતાઈ બાજુ ઉપર રહેવા દઈ, વાર્તાની મોહક, લોહચુંબકવત્ ભભકવડે વાંચનારનાં દિલ ઝીતી લીધાં છે." —**સાહિત્ય,** ઑગસ્ટ ૧૯૧૯.

"આ સંગ્રહને આવકાર દેતાં આનન્દ થાય છે...... આ ચોપડી વિશેષ આકર્ષક થઈ પડવા વકી છે... રા. કેશવપ્રસાદની લખાવટ શુદ્ધ સાદી અને વ્યવહારૂ છે. ચલણી ગદ્યને માટે આવી લખાવટ જ ઉત્તમ છે... આ સંગ્રહમાં વાર્તાઓના વિષય, રસ અને સંજોગોની વિવિધતા પણ પુષ્કળ છે.

—પ્રૉ. **બળવંતરાય ઠાકોર,** બી. એ;—**સમાલોચક,**
ઑગસ્ટ, ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકુળદાસ ચાલ નં. ૨/૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# લલિતનાં કાવ્યો.

[ લેખકની છબી સાથે ]

લેખક,

**રા. લલિત ઉર્ફે રા. જન્મશંકર મ. બુચ.**

રા. જન્મશંકર મહાશંકર બુચ, ગુજરાત કાઠીયાવાડમાં કોમળ ભાવમિશ્રિત કાવ્યોના લેખક તરીકે આજ વર્ષોથી લલિતના ઉપનામથી પ્રસિદ્ધ છે. આ કાવ્યો ગુર્જર પ્રજામાં હોંશે હોંશે વંચાય છે અને રા. લલિતનું નામ ગુર્જર પ્રજાના હોઠે રમી રહ્યું છે.

[ આવૃત્તિ બીજી ]

**મૂલ્ય રૂપીઆ એક.**

" Lalit's performances are sure to live long." —Modern Review, Decr. 1918.

"લલિતનાં કાવ્યો લાંબા કાળ સુધી જરૂર વંચાશે."
—મોડર્ન રીવ્યુ, ડીસેમ્બર ૧૯૧૮.

"આજ છ વર્ષના સમયે જ્યારે એની પુનરાવૃત્તિ પ્રગટ થાય છે તે વખતે ગુજરાતને વચ્ચે એ કાવ્યોની કસોટી કરવા દીર્ઘ સમય મળેલો હોવાથી અને એ કસોટીમા રા. લલિતનાં કાવ્યોએ સારૂં સ્થાન મેળવેલું હોવાથી...ગુજરાતને આ કાવ્યો ગમશે...એ નિ:શંક છે...લલિતનાં લાલિત્યપૂર્ણ કાવ્યો ગુજરાતનાં બાળકોથી માંડીને સાહિત્યભક્તોને મુખે ગવાય છે એ જ એ કાવ્યોની મહત્તા છે.

—હિન્દુસ્તાન, તા. ૧૭ ઑક્ટોબર ૧૯૧૮.

"રા. લલિત–રા. જન્મશંકર મહાશંકર બુચ એક કવિ, એક ગાયક અને એક કીર્તનકાર તરીકે એટલા જાણીતા છે....તેમનાં સરલ તેમ જ મીઠાં કાવ્યો જનસમાજમાં પ્રેમથી વંચાય છે, ગવાય છે.

—ગુજરાતીપંચ, તા. ૧૦ ડીસેમ્બર ૧૯૧૮.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકલદાસ ચાલ નં. ૭/૩૬, રોન્ડહર્સ્ટ રોડ, ગિરગામ મુંબાઈ નં. ૪.

# કમલાનાં પત્રો.

મૂળ અંગ્રેજી પરથી અનુવાદ.

અનુવાદક,

રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક.

હિન્દુ સંસારના અનેકવિધ રંગની માહિતી આપતાં કમલા ઘણી ચતુરાઈથી અને સચોટતાથી આ પત્રો પોતાના પ્રિયતમને લખે છે. પતિપરનાં પત્રો હિન્દુ-સંસારની રૂઢિમુજબ પ્રગટ થઈ શકતાં નથી પણ કમલાએ એ રૂઢિનો ભંગ કરી પોતાનાં પત્રો પ્રગટ કર્યા છે. આ પત્રો દરેક સહમજુ સ્ત્રીપુરૂષે ખાસ વાંચવા અને વિચારવા યોગ્ય છે. સ્ત્રીઓના હાથમાં આ પુસ્તક ખાસ શોભે એવું અને મૂકવા જેવું જ છે. પ્રત્યેક સ્ત્રીના હૃદયમાં આ પત્રો હમેશનું સ્થાન મેળવશે અને પુરૂષોએ પણ એ જરૂર વાંચવા જેવું જ છે.

મૂલ્ય રૂપીઆ બે.

( અભિપ્રાયો વિગેરે જાણવામાટે પુછાવો. )

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨/૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨/૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.